# સુરત જીલ્લાની ભૂગોળ.

( ગુજરાતી નીશાળના ત્રીજા ધોરણ માટે )



રચી પ્રસિદ્ધ કર્તા,

છોડલાલ મોતીરામ દીવાનજી, બી. એ. એલ એલ. બી.
સેતાન ફળીઆ- સુરત.



પહેલી આવૃત્તિ. નકલ ૨,૦૦૦.

સોલ એજન્ટસ,

ર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, નાણાવટ, સુરત.

ઈ. સ. ૧૯૨૫

કિમ્મત રૂ. ૦-૩-૦.

# સુરત જીલ્લાની ભૂગોળ.

( ગુજરાતી નીશાળના ત્રીજા ધોરણ માટે )

---

રચી પ્રસિદ્ધ કર્તા,

રણછોડલાલ મોતીરામ દીવાનજી, બી. એ. એલ એલ. બી.



પહેલી આવૃત્તિ. નકલ ૨,૦૦૦.

---

સોલ એજન્ટસ,

મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, નાણાવટ, સુરત.

---

ઈ. સ. ૧૯૨૫

કિમ્મત રૂ. ૦-૩-૦.

## ધોરણ બીજું.

નકશો એટલે શું તેનું ભાન. ચાર દિશાઓ. એક બીજાના સંબંધમાં વસ્તુઓના સ્થળનું ભાન. છોકરાંઓએ લીધેલા માપ પરથી નિશાળનો નકશો (પ્લાન) કાઢવો. નકશામાંથી તાલુકાની ભૂગોળનું સામાન્ય જ્ઞાન.

---

## ધોરણ ત્રીજું.

ભૂગોળ બની શકે ત્યાં સુધી પ્રત્યક્ષ અવલોકનથી તથા માટીના અથવા બીજા નમુનાથી ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ શીખવી, અને પછી નકશામાં બતાવવી. નકશામાં ભૂતલ રચના બતાવી હોય તે ઉપરથી દેશના ઉંચાણ નિચાણના દેખાવ તથા તેનાં સામાન્ય લક્ષણો વિષે અનુમાન કરવાનો છોકરાંઓને મહાવરો પડાવવો. (નકશાના) સ્કેલનું જ્ઞાન સ્કેલથી નકશા ઉપર અંતરો માપવાં. જિલ્લા અથવા એજન્સિની ભૂતળ તથા રાજકીય ભૂગોળ, ત્યાં જે જે ઉદ્યોગ ચાલતા હોય તેમજ તેમાં સ્થળો વચ્ચે વ્યવહાર ચલાવવાનાં જે સાધનો હોય તે વગેરે સુદ્ધાં; ગુજરાતની સામાન્ય ભૂગોળ. શિક્ષકે કાળા પાટીઆ ઉપર દોરેલા નકશાના ખોખામાં છોકરાંઓએ જગાઓ પુરવી.

# સુરત જિલ્લાની ભૂગોળ

તમે તમારા ગામનું નામ જાણો છો. તમારા ગામમાં કોણ વસે છે તે તમે જાણો છો. તમારા ગામમાં શું પાકે છે તે તમે જાણો છો. તમારા ગામમાં કયા કયા અધિકારી આવે છે તે તમે જાણો છો. તમારા ગામની આસપાસ શું છે તે તમે જાણો છો. આ બધું જ્ઞાન તે ભૂગોળ-વિદ્યા આ જાણો એટલે તમે તમારા ગામની ભૂગોળ જાણી. શિક્ષકે આવી રીતે સવાલ પૂછી જવાબ કઢાવવા. જેવી તમારા ગામની ભૂગોળ તેવીજ તાલુકાની ભૂગોળ અને તેવીજ જિલ્લાની ભૂગોળ.



ભૂગોળ શીખવામાં નકશો મુખ્ય સાધન છે. નકશો એટલે શું? તમે તમારા ગામનો નકશો જોયો હશે. દરેક ગામડાનો નકશો જુદો

હોય છે. તે નકશામાં શું હોય છે તે કહેશો? તેમાં બધાનાં ખેતરો, ગામતળીઉં, નદી, તળાવ, આગગાડી કે સડકનો રસ્તો બતાવેલાં હોય છે અને તે નકશા ઉપરથી કોનું ખેતર ક્યાં છે તે ઝટ માલમ પડી આવે છે. માટે **નકશો** એટલે ગામ, તાલુકા કે જિલ્લાનું ચિત્ર. તેમાં ગામો, તાલુકા અથવા ખેતરો માલમ પડે છે અને તે ક્યાં ક્યાં આવેલા છે અને કેટલે છેટે તે માલમ પડે છે.

પણ નકશો સમજવા પહેલા દિશાની જરૂર છે. અમુક ચીજ આપણે બેઠા છીએ તેની કઈ બાજુએ આવેલી છે તે જાણવાની જરૂર છે. આપણે કહીએ છીએ કે અમુક ઘર અમારી જમણી બાજુએ કે ડાબી બાજુએ આવેલું છે, અથવા અમારી અગાડી કે પછાડી આવેલું છે. એ ચાર બાજુઓ **દિશાઓ** કહેવાય છે. એ ચાર બાજુ અથવા ચાર દિશાનાં નામ જુદાં જુદાં છે. સૂર્ય જે બાજુએ ઉગે છે તે પૂર્વ દિશા કે **ઉગમણી** કહેવાય છે અને સૂર્ય જે બાજુએ આથમે છે તે **પશ્ચિમ** કે **આથમણી** દિશા કહેવાય છે. સવારે સૂર્ય તરફ મોઢું રાખીને ઉભા રહીએ તે વખતે આપણા જમણા હાથ ભણી જે બાજુ આવે છે તે દક્ષિણ દિશા કહેવાય છે અને ડાબા હાથ ભણી જે દિશા આવે છે તે ઉત્તર દિશા કહેવાય છે. આ ઉપરથી આપણે કહી શકીએ છીએ કે અમુક ઘર અમારી પૂર્વ, પશ્ચિમ, ઉત્તર કે દક્ષિણ આવેલું છે. તેમજ કહી શકીએ છીએ કે અમુક ખેતર અમારા ખેતરની પૂર્વ, પશ્ચિમ, ઉત્તર કે દક્ષિણે આવેલું છે.

રાતે જ્યારે સૂર્ય દેખાતો નથી ત્યારે દિશા કેવી રીતે નક્કી કરવી એ સવાલ છે. રાતે ઉત્તર દિશા તરફ સાત તારાનો ઝુમખો માર્ચમાં સાંઝે દેખાય છે. એ તારાઓ નવેંબરમાં સવારે દેખાય છે. એને **સપ્તઋષિ**ના તારા કહે છે. આકૃતિમાં બતાવ્યા પ્રમાણે એના આગલા બે તારામાંથી જો સીધી લીટી દોરીએ તો તે એક મોટા ચળકતા તારાને મળે છે. એ સપ્તઋષિનો ઝુમખો અને એ ચળકતા તારાને એક વખતે જુઓ તો ભૂલાય નહિ. એ ચળકતો **ધ્રુવનો** તારો ઉત્તર દિશા બતાવે છે. અને હંમેશાં એ તારો એજ સ્થળે જોવામાં આવે છે. એટલે રાતની વખતે




ઉત્તર દિશા નક્કી કરી એટલે બધી દિશા નક્કી થાય છે. એ તારાની સામા ઉભા રહીએ તો આપણી પીઠ તરફની દિશા તે **દક્ષિણ**, આપણા જમણા હાથ ભણીની દિશા તે **પૂર્વ**, અને ડાબા હાથ ભણીની દિશા તે **પાશ્ચિમ** દિશા કહેવાય.

હવે ખુલ્લી હવામાં તો આપણે સૂર્ય અને ધ્રુવને તારો જોઈ શકીએ છીએ. પણ ચોમાસામાં જ્યારે વાદળાં હોય છે અને દિવસે સૂર્ય અથવા રાતના તારાઓ દેખાતા નથી ત્યારે કેવી રીતે દિશાઓ શોધી કહાડવી ? તે વખતે કપાસ અથવા હોકાયંત્રની મદદથી દિશા શોધી કહાડીએ છીએ. કેટલાક ઘડીઆળના અછોડાની સાથે એવો કંપાસ રાખે છે. તેમાં એક લોહચુંબકની સોય હોય છે. એ સોયનો નિયમ એવો છે કે ગમે તે દિશામાં મૂકો તોપણ તેનું માથુ ઉત્તર દિશામાં રહે છે. એક પાના પર ખીલી ઠોકી તે પર એવી સોય ફરતી મુકીએ તો પછી એ સોય વડે રાતે અથવા ગમે તે વખતે અને ગમે તે જગાએ આપણને દિશા માલમ પડે છે. -દરિયામાં વહાણવટીઓને દિશા જાણવાનું મુખ્ય સાધન પણ

આજ હોકાયંત્ર છે. આ નીચેનું ચિત્ર એવા હોકાયંત્રનું છે. પછી જ્યાં




કંપાસનું ચિત્ર.

ઉત્તર દિશા માલમ પડી એટલે બધી દિશા માલમ પડે છે.

એ પાના પર ખુણાઓ પણ બતાવલા છે. એમાં ઉત્તર અને પૂર્વ વચ્ચેનો ખુણો **ઇશાન** તે ઈ વતી બતાવેલો છે. પૂર્વ અને દક્ષિણ વચ્ચેનો ખુણો **અગ્નિ** ખુણો કહેવાય છે, ને તે **અ** વતી બતાવેલો છે. દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેનો ખુણો **નૈઋત્ય** કહેવાય છે, અને તે **ન** વતી બતાવેલો છે. પશ્ચિમ અને ઉત્તર વચ્ચેનો ખુણો **વાયવ્ય** કહેવાય છે, અને તે **વા** વતી બતાવેલો છે.

દરેક નકશામાં મથાળાની દિશા ઉત્તર ગણી બધા નકશા ચીતરવામાં આવે છે. નકશા સામા ઉભા રહીએ તો જમણા હાથ ભણીની દિશા પૂર્વ અને ડાબા હાથ ભણીની દિશા તે **પશ્ચિમ.** નકશાની નીચેની દિશા તે **દક્ષિણ.** આજ નિયમે નાના ગામના તેમજ મોટા ખંડના નકશા ચીતરેલા હોય છે.

હવે તમારા ગામનો, તાલુકાનો અથવા જિલ્લાનો નકશો લેશો તો તમને ઉપર પ્રમાણે માલમ પડશે. જે ગામ ઉગમણી દિશામાં હશે તે પૂર્વમાં અને જે ગામ આથમણી દિશામાં હશે તે પશ્ચિમમાં માલમ પડશે. શિક્ષકે આ પ્રમાણે કયાં ગામો પૂર્વમાં, કયાં ગામો પશ્ચિમમાં, કયાં ગામો

ઉત્તરમાં અને કયાં ગામો દક્ષિણમાં છે તે મોઢે સવાલ પૂછી કઢાવવાં. પછી તળાવ કઈ દિશામાં છે અને નદી કઈ દિશામાં છે તે પૂછવું. નિશાળની ચારે દિશા અને ખુણા પૂછવા.

નીચે એક આકૃતિ આપેલી છે. એક બત્રીસ ફુટ લાંબો અને સોળ

સ્કેલનું માપ
૧ ઇંચ = ૧૬ ફુટ




ફુટ પહોળો ઓરડો બતાવેલો છે. એમાં એક ઇંચ લીટી સોળ ફુટ બતાવે છે. આ આકૃતમાં સ્કેલ એક ઇંચે સોળ ફુટ છે.

પશ્ચિમ



ઉપર એક વર્ગના ઓરડાનું ચિત્ર આપેલુ છે. તેમાં શિક્ષક પશ્ચિમ મોડે બેઠેલા છે. વર્ગમાં પાંત્રીસ છોકરાને બેસવાની જગા છે. ઓરડાનું માપ સાડા સત્તર ફુટ પહોળું અને ૨૦ ફુટ લાંબું છે. એવડું ચિત્ર કાગળ પર અથવા સ્લેટ પર માય નહિ માટે એવા ઓરડાનું ચિત્ર દોરતી વખતે લંબાઈ વીસ ફુટ બદલ બે ઇંચ અને પહોળાઈ સાડા સત્તર ફુટ બદલ પોણા બે ઇંચ લઈ એવી લીટી દોરી ચિત્ર દોર્યાથી સ્લેટ પર



ઓરડાનો નકશો દોરાશે. આમાં વીસ ફુટ બદલ બે ઇંચની લીટી દોરી એ સ્કેલ કહેવાશે. સાડા સત્તર ફુટ એ સ્કેલે પોણા બે ઇંચ થશે.

આ પ્રમાણે શિક્ષકે જુદા જુદા સ્કેલ લઈને ઉપરથી સ્કેલનું બરાબર ભાન કરાવવું.

આગલા પાના પર એક નિશાળનું ચિત્ર આપેલું છે. તેમાં વર્ગના ઓરડા વગેરે બતાવેલું છે તે પર શિક્ષકે ધ્યાન ખેંચવું.

પાછી ગામડાના નકશા તરફ નજર કરીશું તો માલમ પડશે કે તેમાં પણ સ્કેલ આપેલો હોય છે. એટલે નકશામાંથી આપણને દરેકના ખેતર ક્યાં આવેલાં છે અને તે કેટલા લાંબા પહોળાં છે તે માલમ પડે છે. તેમજ તાલુકાના નકશા પરથી ગામ એક બીજાથી કેટલાં દુર આવેલાં છે તથા ક્યાં આવેલાં છે તે માલમ પડે છે. સુરત જિલ્લાના નકશામાં સ્કેલ એક ઇંચે બે માઇલ છે. તાલુકાની સરહદ ચોક્સ હોય છે એટલે નકશો બતાવતી વખતે હદની બહાર તમારે જવું જોઈએ નહિ.

---

## ચોર્યાસી તાલુકો

તાલુકાની ભૂગોળ શીખતી વખતે પહેલાં તેની સીમા જાણવી જોઈએ. ગામમાં દરેક ખેતરને તથા ઘરને સીમા હોય છે. ચોર્યાસી તાલુકાની ઉત્તરે ઓરપાડ તાલુકો ને તાપી નદી; પૂર્વે વડોદરાનું રાજ્ય; દક્ષિણે વડોદરાનું રાજ્ય ને મિંઢોળા નદી; પશ્ચિમે અરબી સમુદ્ર તથા ઓરપાડ તાલુકો. સમુદ્રનો રંગ ભુરો બતાવેલો છે.

એમાં મોટી નદી **તાપી** છે. એ નદી પર **અમરોલી, ઉતરાણ, રાંદેર, સુરત** ને **ઉમરા** છે. એ નદી અરબી સમુદ્રને મળે છે. નદીના મુખ તરફ મોં કરીને ઉભા રહીએ તો જમણા હાથ ભણીનો જમણો કિનારો ને ડાબા હાથ ભણીનો ડાબો કિનારો. એ પર સુરત મોટું શહેર આવેલું છે. સુરત બાદ કરતાં તાલુકાની વસ્તી છે તેના કરતાં ત્રણ ગણી વસ્તી સુરત શહેરની છે. એ શહેર તાપી નદીના ડાબા કિનારા પર અને રાંદેર જમણા કિનાર પર આવેલું છે. સુરત શહેરમાં બધી મોટી કચેરી છે અને વેપાર પણ સારો છે. રાંદેર જવાનો મોટો પુલ છે. એ પુલને હોપ પુલ કહે છે કારણ કે એ પુલ બંધાયો તે વખતે હોપ સાહેબ

કલેકટર હતા. રાંદેર કસ્બો છે. અહીંના વ્હોરા પૈસાદાર છે અને પરદેશ વેપાર માટે જાય છે. અહીં જાત્રાનાં ઠેકાણાં કતારગામ અને ઉમરા છે. કતારગામમાં કંતારેશ્વર મહાદેવનું દહેરૂં છે અને શ્રાવણ મહીનામાં દર સોમવારે મેળો ભરાય છે. ઉમરામાં રામનાથઘેલાની જાત્રા ભરાય છે. વરાછામાં પાણીની ટાંકી છે. એ ટાંકીમાંથી નળ વાટે આખા સુરત શહેરને અને રાંદેરને પાણી પહોંચાડવામાં આવે છે.



હોપપુલ.

**સુરતથી જવા આવવાના રસ્તા:—**

સુરતથી સીંગણપોર, ડભોલી અને વેડ જવાનો રસ્તો છે.

સુરતથી ડુમસ જવાની સડક છે અને રસ્તામાં અડવા, ઉમરા, મગદલ્લા અને ગવીએર ગામ આવે છે.

સુરતથી ખજોદ જવાનો રસ્તો છે.

સુરતથી બારડોલી જવાનો રસ્તો છે. એ રસ્તે કુંભારીઆ, વેડછા, અને વડોદરા રાજ્યના ગામો આવ્યા પછી બારડોલી આવે છે.

સુરતથી રાંદેર જવાની પાકી સડક છે.

સુરતથી નવસારી જવાનો રસ્તો છે. એ રસ્તે ઉધના, બેસ્તાન અને નવસારી આવે છે.

રાંદેરના પુલથી ભાઠા અને અડાજણ જવાનો પાકો રસ્તો છે.

આ તાલુકામાં આગગાડીની સડકો છે. સુરતથી એક ફાંટો પૂર્વમાં બારડોલી જાય છે. એ રસ્તે ઉધના, ચલથાણ, ગંગાધરા અને બારડોલી સ્ટેશન આવે છે.

મોટી રેલ્વે ઉત્તર દક્ષિણ જાય છે. ઉત્તરે અમદાવાદ તરફ જવાય છે અને ઉતરાણ સ્ટેશન આવે છે. દક્ષિણે મુંબઈ તરફ જવાય છે અને ઉધના, સચીન, મરોલી સ્ટેશન આવે છે.

સુરત મોટું શહેર હોવાને લીધે અને આજુબાજુની જમીન ફળદ્રુપ હોવાને લીધે આ તાલુકામાં સાક ભાજી પુષ્કળ થાય છે. તે ઉપરાંત કપાસ અને જુવાર પણ થાય છે. દરેક છોકરાએ પોતાના ખેતરમાં તથા આસપાસના ગામમાં શું થાય છે તે ગણાવવું.

ગામના અધિકારી:—

તમારા ગામમાં કંઈ ફરીઆદ હોય છે તો તમે કોની પાસે જાઓ છો? તમે ગામના પટેલને ઓળખો છો ને તેની પાસે જાઓ છો. એ ગામના મુખ્ય અધિકારી છે. બીજું ગામમાં સરકારી ચોરો હોય છે ત્યાં આગળ સરકારી આદમી આવી મોસમ વખતે સરકાર ધારો લે છે. તેને તળાટી કહે છે. એ તળાટી ગામનો સરકાર ધારો એકઠો કરે છે. હવે એ સરકાર ધારો વસુલ કરતી વખતે કોઈ કોઈ ગામમાં એક બીજા ગ્રહસ્થ તળાટીને મદદ કરે છે. તેને ઉધરાતદાર કહે છે. પટેલ જન્મ મરણનું પત્રક કરે છે, અને તાલુકાનું મુખ્ય ગામ સુરત ત્યાં ઢેડા મારફત મોકલે છે. એ કોને મોકલે છે? તમારા ગામમાં કોઈ કોઈ વખત મામલતદાર નામના અધિકારી આવે છે. તે તાલુકાના ઉપરી છે. તળાટી તેને મેહેસુલ મોકલે છે અને પટેલ જન્મમરણનું પત્રક તેને મોકલે છે. વળી ગામમાં પોલીસ ચોકી હોય છે અથવા પોલીસના સિપાઈ આવે છે. એ પોલીસના સિપાઈ દેખરેખ રાખે છે. એ પોલીસના

ઉપરી ફોજદાર છે. એ પણ કોઈ કોઈ વખતે ગામે આવે છે અને ચોરી, ખુન વગેરે કામની તપાસ કરે છે. એ સિવાય તમારા ગામમાં નિશાળ નિશાળ હોય છે અને તેની તપાસ આસીસ્ટન્ટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સપેક્ટર કરે છે અને તેના ઉપરી ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સપેક્ટર છે. ગામમાં કોઈ માંદુ હોય ને ડાકટરને બોલાવવો પડે છે, માટે દરેક તાલુકા ગામમાં એક હૉસ્પીટલ હોય છે. ત્યાં સરકારી ડાકટર રહે છે.

અમુક ગામોનો સમૂહ તાલુકો કહેવાય છે.

આ પ્રમાણે દરેક તાલુકામાં તે તાલુકાની ભૂગોળ બીજા ધોરણમાં શીખવાની છે.

---

## सुरत जिल्लो.

તમે જે તાલુકાની ભૂગોળ શીખી ગયા તે ચોર્યાસી તાલુકો સુરત જિલ્લાનો ભાગ છે. અમુક તાલુકા મળી એક જિલ્લો બને છે. શિક્ષકે સીમા નકશા પરથી શીખવવી. જિલ્લામાં ખાલસા એટલે સરકારી ગામો ઉપરાંત કેટલાક ઇનામી અને જાગીરી ગામો છો વરાછા જાગીરી ગામ છે, અને વેઆમ ઇનામી ગામ છે.

જેમ ખેતરની હદ ચોક્કસ છે, જેમ તાલુકાની હદ ચોક્કસ છે, તેમજ જિલ્લાની હદ પણ ચોક્કસ હોય છે. શિક્ષકે જોવું કે સુરત જિલ્લાની હદ છોકરાઓ બરાબર બતાવે છે.

સુરત જિલ્લાની ઉત્તરે ભરૂચ જિલ્લો અને વડોદરાનું રાજ્ય આવેલું છે. પૂર્વે વડોદરાનું રાજ્ય, વાંસદાનું રાજ્ય, અને ધરમપુરનું રાજ્ય, દક્ષિણે થાણા જિલ્લો અને પશ્ચિમે અરબી સમુદ્ર આવેલો છે. કીમ નદી સુરત જિલ્લાને ભરૂચ જિલ્લાથી જુદો પાડે છે અને દક્ષિણે દમણગંગા નદી થાણા જિલ્લાને સુરત જિલ્લાથી જુદો પાડે છે,

વ્યાખ્યાઓઃ—આ વ્યાખ્યાઓ માટીના નમુના કરી શીખવવી, જમીન પર માટી પાથરી તેમાં જુદા જુદા આકાર કરવા. આ વ્યાખ્યાઓ એકી વખત શીખવવાની નથી. પણ ભુગોળમાં જેમ જેમ શબ્દ આવે તેમ તેમ શીખવવાની છે.




વ્યાખ્યાઓ.

તાલુકો અને જિલ્લો એટલે શું તે ઉપર શીખી ગયા છો. જિલ્લો ઇલાકાનો ભાગ છે. ઇલાકો દેશનો ભાગ છે. દેશ ખંડનો ભાગ છે. પૃથ્વી પર જેટલી જમીન છે તેના ચાર મોટા ભાગ કરેલા છે અને તે દરેકને ખંડ કહેવામાં આવે છે.

સુરત જિલ્લાની પશ્ચિમે અરબી સમુદ્ર આવેલો છે. સમુદ્રનું પાણી ખારૂં છે અને નદીનું પાણી મીઠું છે. પૃથ્વી પર જેટલું ખારૂં પાણી આવેલું છે તેના ભાગ કરેલા છે ને તે દરેકને મહાસાગર કહે છે. મહાસાગરનો નાનો ભાગ તે સમુદ્ર કહેવાય છે.

સમુદ્રના જે ભાગો જમીનમાં ગયેલા હોય છે તે અખાત અને ઉપસાગર કહેવાય છે. અખાતની અણી ઝીણી અને લાંબી હોય છે અને ઉપસાગરનો છેડો પહોળો હોય છે. દાખલા તરીકે ખંભાતનો અખાત.

જે જમીનની આજુબાજુ ચારે બાજુએ પાણી હોય છે તે ટાપુ કે બેટ કહેવાય છે. નદીમાં એવા ઘણા બેટ પડેલા હોય છે.

જે જમીનની ત્રણ બાજુએ પાણી હોય છે તેને દ્વીપકલ્પ કહે છે. હજીરા, અને સુંવાલીનો ભાગ દ્વીપકલ્પ જેવો છે. જે જમીનની અણી લાંબી થઇને સમુદ્રમાં ગયેલી હોય છે તેને ભૂશિર કહે છે.

જે જમીનનો ભાગ નીચો હોય છે અને તેમાં ડુંગર હોતા નથી તે મેદાન કહેવાય છે. સુરત જિલ્લાનો રેલવેની પશ્ચિમનો ભાગ મેદાન છે. તેમાં ડુંગર નથી. જમીનના પડનો જે ભાગ ઉંચો થયેલો હોય છે તે પહાડ અને ડુંગર કહેવાય છે. ડુંગરો પહાડોથી ઘણા નાના હોય છે. લગભગ ૬૦૦ ફુટ ઉંચા ભાગો ડુંગરો કહેવાય છે. વલસાડ પાસે પારનેરા છે તે પારનેરાનો ડુંગર કહેવાય છે.

બે ઢોળાવ વચ્ચેનો નીચો પ્રદેશ ખીણ કહેવાય છે.

નાના ઝરાઓ મળી નદી થાય છે. નદી નકશામાં બતાવતી વખતે શિક્ષકે જોવું કે મૂળ તરફથી બતાવતો બતાવતો છોકરો મુખ તરફ આવે છે.



પારનેરાનો ડુંગર.

જે જે પ્રદેશમાંથી વરસાદનું પાણી નદીમાં આવે છે તે પ્રદેશ નદીનો પ્રદેશ કહેવાય છે. તાપી નદીનો પ્રદેશ મોટો છે અને દુર લગી મધ્યપ્રાંતોમાં આવેલો છે. જ્યારે બરહાનપુર તરફ ખુબ વરસાદ પડે છે ત્યારે તાપી નદીમાં રેલ આવે છે.

જ્યાં આગળથી નદી નીકળે છે તે તેનું મૂળ કહેવાય છે. અને જ્યાં આગળ તે સમુદ્રને મળે છે તે તેનું મુખ કહેવાય છે. તાપી નદીનું મૂળ સાતપુડામાં છે અને મુખ ખંભાતના અખાતમાં છે. રાંદેર તાપી નદીને જમણે કિનારે અને સુરત તાપી નદીને ડાબે કિનારે આવેલું છે.

એક નદી બીજી નદીને જે જગાએ મળે છે તે **સંગમ** કહેવાય છે. એ સંગમ પર નહાવાનું પુન્ય છે. નદી જ્યાં આગળ સમુદ્રને મળે છે તે પણ સંગમ કહેવાય છે.

જે પાણીના સમૂહની ચારે બાજુએ જમીન હોય છે તે **સરોવર** કહેવાય છે. દરેક ગામમાં નાનું તળાવ હોય છે તે નાનું સરોવર છે.

**તાલુકાઓ:—**

આ સુરત જિલ્લાના નકશામાં જોશો તો આઠ તાલુકા આવેલા છે. ને બધા તાલુકાઓ નદીથી જુદા પડેલા છે. **ચોર્યાસી** તાલુકાની ઉત્તરે **ઓરપાડ** તાલુકો આવેલો છે. શિક્ષકે જોવું કે હદ બરાબર બતાવે છે. **ઓરપાડ** તાલુકાની પૂર્વે વડોદરાનું રાજ્ય આવેલું છે અને તેની પૂર્વે **માંડવી** તાલુકો આવેલો છે. એ માંડવી તાલુકાની દક્ષિણે અને એજ તાલુકામાં તાપી નદી આવેલી છે. માંડવી તાલુકાની દક્ષિણમાં **બારડોલી** તાલુકો આવેલો છે અને બારડોલી તાલુકાના આગ્ન ખુણામાં **વાલોડ** મહાલ આવેલો છે. ચોર્યાસી તાલુકો અને ઓરપાડ તાલુકો એક બાજુએ અને બીજી બાજુએ માંડવી અને બારડોલી તાલુકો અને એની વચ્ચે વડોદરાનું રાજ્ય આવેલું છે. ચોર્યાસી તાલુકાની દક્ષિણે **જલાલપોર** તાલુકો છે. એની ઉત્તરે પૂર્ણા નદી છે. જલાલપોર તાલુકાની દક્ષિણે અંબીકા નદી છે અને ત્યાંથી **વલસાડ** તાલુકો શરૂ થાય છે. જલાલપોર અને વલસાડ તાલુકાની પૂર્વે **ચીખલી** તાલુકો છે. વલસાડ તાલુકાની દક્ષિણે પાર નદી છે અને તેની દક્ષિણે **પારડી** તાલુકો છે. આ પ્રમાણે **ચોર્યાસી, ઓરપાડ, માંડવી, બારડોલી, જલાલપોર, વલસાડ, ચીકલી** અને **પારડી** તાલુકા છે અને **વાલોડ,** પેટામહાલ છે.

**જિલ્લાના અધિકારી:—**

આખા જિલ્લાના ઉપરી કલેકટર સાહેબ છે. તે સુરત રહે છે પણ ચોમાસા સિવાયના બીજા મહિનામાં જિલ્લામાં ફરે છે. એવણ મેહેસુલી,

ફોજદારી, આબકારી વગેરે બધાં ખાતાં ઉપર નજર રાખે છે. એમને મદદ કરવાને એના હાથ નીચે આસીસ્ટંટ કલેકટર અને ડેપ્યુટી કલેકટરો હોય છે. જિલ્લાના સગવડ પ્રમાણે બે ત્રણ ભાગ પાડેલા હોય છે અને તેના ઉપરી આસીસ્ટંટ કલેકટર અથવા ડેપ્યુટી કલેકટર હોય છે. તમારા ગામમાં આ અધિકારી વર્ષમાં બે વખત આવે છે. એમના હાથ નીચે તાલુકા દીઠ મામલતદાર હોય છે. મામલતદાર સાહેબ તમારે ગામે ઘણી વખત આવતા હશે. એનું કામ ફોજદારી કજીઆ ચુકવવાનું, મહેસુલ ઉઘરાવવાનું અને તાલુકાની દેખરેખનું છે. તળાટી મહેસુલ ઉઘરાવી મામલતદાર સાહેબને મોકલે છે અને મામલતદાર સાહેબ સુરત કલેકટર સાહેબને મોકલે છે. ત્યારે ગામડામાં પોલીસ પટેલ, તેના ઉપરી તાલુકાના મામલતદાર તેના ઉપરી આસીસ્ટંટ કલેકટર અથવા ડેપ્યુટી કલેકટર અને તેના ઉપરી કલેકટર સાહેબ છે.

સુરત મોટું શહેર છે એટલે શહેરમાં તેમને મદદ કરવાને સીટી મેજીસ્ટ્રેટ(ડેપ્યુટી કલેટટર)અને હજુર ડેપ્યુટી કલેકટર છે. સીટી મેજીસ્ટ્રેટ શહેરના ફોજદારી કેસો ચુકવે છે અને હજુર ડેપ્યુટી કલેકટર ત્રીજોરીનું કામ કરે છે. જે અમલદાર ફોજદારી ગુનાહ ચુકવે છે તે મેજીસ્ટ્રેટ કહેવાય છે.

આ સિવાય વળી બીજા ખાતાં કયાં છે? વળી તમે જાણો છો કે પોલીસ પટેલ ફોજદારને ગુન્હો જાહેર કરે છે. ફોજદાર તાલુકામાં એક કે બે સગવડ પ્રમાણે હોય છે. એ ફોજદારના ઉપરી પોલીસ ઈન્સ્પેકટર છે અને તેના ઉપરી પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ છે. જેમ જિલ્લાના બધા ખાતાના ઉપરી કલેકટર સાહેબ છે તેમ બધા પોલીસ ખાતાના ઉપરી પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ છે અને તેમના હાથ નીચે પોલીસ ઈન્સ્પેકટર અને તેમના હાથ નીચે તાલુકા દીઠ ફોજદાર હોય છે.

હવે ગામમાં જમીનની માલકીની બાબત તકરાર હોય છે તો લોકો સુરત, ઓરપાડ અથવા વલસાડ જાય છે. ન્યાયખાતાની અદાલતો આ ત્રણ જગાએ છે. સુરતમાં મોટી અદાલત છે અને ન્યાયખાતાના ઉપરી ડીસ્ટ્રીકટ જજ અને સેશન્સ જજ કહેવાય છે. એમના હાથ નીચે સુરતમાં બે ત્રણ કોર્ટ અને ઓરપાડ અને વલસાડમાં એકક કોર્ટ છે. આ

નાની કોર્ટોના ઉપરી મુનસફ સાહેબ કહેવાય છે. એ બધી કોર્ટો લેણદેણ સંબંધીના કેસોના ચુકાદા આપે છે. ડીસ્ટ્રીક્ટ જજ સેશન જજ કહેવાય છે કારણ કે તે ખુનના તથા લુટફાટના કેસોની તપાસણી કરે છે.

વળી લોકો માંદા હોય છે તો તાલુકેથી ડાકટર સાહેબને બોલાવવામાં આવે છે. તાલુકા દીઠ એક કે બે દવાખાના હોય છે. ત્યાંના ઉપરી ડાકટર સાહેબ હોય છે અને જિલ્લાના ડાકટર સાહેબ સીવીલ સરજન કહેવાય છે. તે સુરત રહે છે. બધા ડાકટરોના તે ઉપરી કહેવાય છે. શીતળા કાઢવાને માટે દરેક તાલુકામાં એક **શીતળા કારકુન** હોય છે. તે ગામે ગામ ફરી નાદાન છોકરાંને શીતળા કાઢે છે. એ બધા કારકુનોના ઉપરી એક ઈન્સ્પેકટર હોય છે.

તમારા ગામમા નિશાળ હોય છે. તેના ઉપરી એસીસ્ટંટ ડેપ્યુટી હોય છે અને તેના ઉપરી ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેકટર હોય છે. એ ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેકટર આખા જિલ્લાની નિશાળની દેખરેખ રાખે છે.

આ ઉપરાંત તમે જાણતા હશો કે મહેસુલ ઉપર રૂપીએ એક આનો ભરવામાં આવે છે તેને લોકલ ફંડ કહે છે અને તેમાંથી જે ખાતું ચાલે છે તે લોકલ બોર્ડ ખાતું કહેવાય છે. એની મોટી ઑફિસ સુરત હોય છે, અને ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડ કહેવાય છે અને તેને લગતી તાલુકાઓમાં ઑફિસ હોય છે તે તાલુકા લોકલ બોર્ડ કહેવાય છે. એ રસ્તા, તળાવ, નિશાળ, ઢોરની ઇસ્પીતાલ ચલાવે છે.

સુરત મોટું શહેર છે. વલસાડ અને રાંદેર એ મોટાં ગામો છે, અહીં મ્યુનિસિપાલિટિ છે. મ્યુનિસીપાલીટી અથવા સુધરાઈ ખાતાની ફરજો, નિશાળ ચલાવવાની, રસ્તા બધાવવાની, રાતે ફાનસ મુકવાની, શહેરમાં ગંદકી અટકાવવાની વગેરે છે. વળી બને તો સુધરાઈ ખાતુ પીવાનું પાણી પુરૂં પાડે છે. સુરત અને રાંદેરનું સુધરાઈ ખાતું પાણી પુરૂં પાડે છે.

વળી કસ્ટમ ખાતું અને આબકારી ખાતું છે. સુરત જિલ્લાની દક્ષિણમાં દમણ ફીરંગીનું સંસ્થાન છે. ત્યાંથી જે માલ આવે તે પર જકાત લેવાને તથા વહાણોમાં જે માલ આવે તે પર જકાત લેવાને કસ્ટમ ખાતું છે. એના ઉપરી **સુપરીટેન્ડન્ટ ઑફ સૉલ્ટ** છે. એના હાથ નીચે ધરાસણા અને

છરવાડાંના મીઠાંના અમર છે. એના હાથ નીચે વાપી, સુરત, અને મરાસણાના સરકારકુન છે. દારૂ, તાડી, અફીણની દુકાન ઘણે ઠેકાણે જોવામાં આવે છે. તેની દેખરેખ રાખવાને સુપરીટેન્ડેન્ટ ઑફ એકસાઇઝ છે. આ જિલ્લામાં ઘણાં ખજુરાં છે તેથી તાડીની દુકાન પુષ્કળ છે. આ બન્ને અધિકારીઓ ભરૂચ જિલ્લામાંના પણ આ બન્ને ખાતાના અધિકારી છે.

માંડવી તાલુકામાં જંગલ છે તેથી તેની દેખરેખ રાખવાને એક ફોરેસ્ટ ઑફિસર રહે છે.

બાંધકામ ખાતાના ઉપરી એકઝીક્યુટિવ એનજીનીઅર છે. સરકારી મોટાં મકાનો, પૂલો વગેરેની તે દેખરેખ રાખે છે. તેમજ મોટાં તળાવો તથા મોટી સરકારી સડકોની પણ તે દેખરેખ રાખે છે. ભરૂચ અને સુરત્ત જિલ્લા વચ્ચે આવા એક અધિકારી રહે છે.

કાગળો તથા મનીઓડરની સવડ માટે પોસ્ટખાતું છે. નાનાં ગામડામાં મહેતાજીઓ પોસ્ટનુ કામ કરે છે.

**પ્રાકૃતિક ભૂગોળ:—**

આ પ્રમાણે આ ભૂગોળ શીખ્યા પછી જિલ્લાની કુદરતી સ્થિતિ કેવી છે તે જોઇશું. તમે આ જિલ્લાની સીમા શીખી ગયા છો. આગગાડીનો રસ્તો આ જિલ્લાના બે ભાગ કરે છે. આગગાડીના રસ્તાનો પશ્ચિમ ભાગ રસાળ છે અને નીચો છે અને પૂર્વનો ભાગ ડુંગરાળ છે અને રસાળ નથી. પણ કોઈ કોઈ ભાગ રસાળ છે. બધી નદીઓ પૂર્વથી પશ્ચિમ વહે છે એટલે બધી જમીનનો ઢાળ પૂર્વથી પશ્ચિમ છે. પૂર્વમાં જેમ જઈએ તેમ જંગલો અને ડુંગરો આવે છે. એમાં મુખ્ય પારનેરા અને ડુંગરી બે ડુંગરો છે. તે સિવાય બગવાડા અને ઓરવાડ બીજા ડુંગરો છે. પારનેરા વલસાડ પાસે છે. ડુંગરી પણ વલસાડ પાસે છે. ડુંગરીના ડુંગરામાંથી અને ઓરવાડમાંથી પત્થર ખોદવામાં આવે છે. એકંદરે જમીન રસાળ છે ને ખેતીને લાયક છે.

**નદીઓ:—**

સુરત જિલ્લામાં નદીઓ ઘણી છે. ઉત્તરથી તપાસતાં માલૂમ પડે છે કે ઓરપાડ તાલુકાની ઉત્તરે કીમ નદી આવેલી છે.

ચોર્યાસી તાલુકામાં તાપી નદી આવેલી છે. એ નદી સૌથી મોટી છે. એ ૪૫૦ માઇલ લાંબી છે એટલે ઘણે દૂરથી નીકળે છે. એના ઉપર માંડવી, કરોદ, બૌધાન, કામરેજ, કઠોર, ઉતરાણ, અમરોલી, રાંદેર, સુરત અને ઉમરા ગામ આવેલાં છે. ચોર્યાસી તાલુકાની દક્ષિણે મિંઢોળા નદી આવેલી છે. એના પર બારડોલી, પલસાણા, અને કછોલી આવેલા છે. જલાલપોર તાલુકાની ઉત્તરે પૂર્ણા નદી આવેલી છે. એના પર બુહારી, મહુવા, સુપા, નવસારી અને જલાલપોર આવેલા છે. જલાલપોર તાલુકાની દક્ષિણે અંબિકા નદી આવેલી છે. તે પર ઉનાઈ, સાલેજ, કછોલી, અને બીલીમોરા આવેલા છે. બીલીમોરા બંદર પણ છે, જ્યાં વહાણો આવે અને માલ લાવે અથવા લઈ જાય તે બંદર કહેવાય. ચીકલીમાં એક નાની કાવેરી નદી છે. તે પર હરણગામ, ચીખલી, ઉંડાચ-વાણીઆ ફળીઉં, ઉંડાચ લુઆર ફળીઉં, અને વાઘરેચ આવેલા છે. એની દક્ષિણે ખરેરા નાની નદી છે. તેના ઉપર ખેરગામ છે. વલસાડ તાલુકામાં ઔરંગા નદી છે તે પર ભાગડા ખુરદ, અને કોસંબા આવેલા છે. વલસાડ તાલુકાની દક્ષિણે પાર નદી આવેલી છે. એના પર પારડી, હરીઆ, કચીગામ આવેલા છે. કોલક નદી પારડી તાલુકામાં આવેલી છે. તે પર ટુકવાડા, કોલક, અને બગવાડા આવેલા છે પારડી તાલુકાની દક્ષિણે દમણગંગા નદી છે. ત્યાંથી થાણા જિલ્લો શરૂ થાય છે.

આ જિલ્લો દરિઆ કિનારા પર હોવાને લીધે બધી નદીઓનાં મુખ ખાડી જેવાં છે અને બંદરો છે. નદીઓ ઉપરાંત સમુદ્રના પાણી અંદર ગયેલાં છે તે ભાગો ખાડી કહેવાય છે. ઓરપાડ તાલુકામાં એવી સેના ખાડી છે પણ એમાં કંઈ વહાણો આવતાં નથી. જલાલપોર તાલુકામાં કનાઈ ખાડી છે. ત્યાંથી માછીઓ માછલાં પકડવા જાય છે.

**આબોહવા:**—આગગાડીની મોટી સડક સુરત જિલ્લાના બે ભાગ કરે છે. આગગાડીની સડકના પશ્ચિમના ભાગની હવા સુખાકારી છે અને સડકની પૂર્વમાં જેમ જેમ જઇએ છીએ તેમ જંગલ અને ડુંગરાને લીધે હવા સારી નથી. જુઓ માંડવી તાલુકામાં જંગલ છે તેથી હવા સારી નથી. વાલોડ, અને બુહારીનો ભાગ જંગલોને લીધે હવા પાણીમાં સારો ગણાતો

નથી. ચીકલી, વલસાડ અને પારડીનો પૂર્વ ભાગ પણ જંગલોને લીધે સારો ગણાતો નથી. વરસાદ દરીઆ કિનારા પર વધારે પડે છે. પૂર્વ ભાગમાં પણ ડુંગરો અને જંગલોને લીધે વરસાદ વધારે પડે છે. ઓરપાડ તાલુકામાં વરસાદ ઓછો છે. દરીઆ કિનારે તાપ પડે છે પણ દરીઆને લીધે પવન ઉનાળામાં સારો હોય છે અને તેથી તવંગર લોકો બને ત્યાં દરીઆ કિનારા પર રહેવા જાય છે. ભીમપોર, ડુમસ, તીથલ વગેરે એવી હવાખાવાની જગ્યા છે.

**ખેતી:**—વળી પાછા આગગાડીની સડક સુરત જિલ્લાના બે ભાગ કરે છે. પશ્ચિમનો ભાગ રસાળ છે અને જેમ જેમ પૂર્વ તરફ જતા જઇએ તેમ તેમ જંગલો અને ડુંગરોને લીધે જમીન ઓછી રસાળ થતી જાય છે. ઓરપાડ તાલુકામાં કાળી જમીનને લીધે ઘઉં અને કપાસ મુખ્ય પાક છે અને તેથી સાયણ, ઓરપાડ અને કીમ કપાસ લોઢવાનાં કારખાનાં છે. વળી લોકો જુવાર પણ પકવે છે. વળી દરીઆકાંઠાની રેતાળ જમીનમાં હજીરા, દામકા, સુંહાળી વગેરે સ્થળે શાકભાજી પુષ્કળ થાય છે. વળી ત્યાં બાજરીનો પાક પણ સારો થાય છે. ચોર્યાસી તાલુકાનાં ગામો સુરતની આજુબાજુ આવેલાં છે, તેથી શાકભાજી એ ગામોમાં પુષ્કળ થાય છે. તે છતાં કપાસ અને જુવાર પણ થાય છે. માંડવી તાલુકાની હવા સારી નથી. ત્યાં ઘણાં અનાર્યો રહે છે. ત્યાં પાક ભાત, કોદરા અને નાગલી થાય છે. તે ઉપરાંત હાલ કપાસ અને જુવાર પણ થાય છે. બારડોલી તાલુકામાં પણ કપાસ, જુવાર અને ડાંગર થાય છે. જ્યાં વરસાદ વધારે પડે છે ત્યાં પાણી એકઠું કરી ભાત (ડાંગર) પકવવામાં આવે છે. કેટલીક જગ્યાએ શેરડી પણ થાય છે. એનો વાલોડ અને બુહારીનો ભાગ જંગલો પાસે આવેલો છે. જલાલપોર તાલુકાની કાળી જમીનમાં ઉંચો કપાસ થાય છે. મતીઆ કણબીઓ સારા ખેડુત છે. અમલસાડવાળો ભાગ આખા સુરત જિલ્લામાં સૌથી વધારે રસાળ છે. ત્યાં આદુ, અળધર, સુરણ, શેરડી, રતાળુ, ફણસ, કેળાં, અનાસ, પીપર અને કેરી થાય છે. ચીખલી તાલુકાનો પૂર્વ ભાગ જંગલને લગતો છે. ત્યાં પુષ્કળ ડાંગર, કોદરા અને નાગલી થાય છે. વળી ત્યાં શેરડી અને કપાસ પણ થાય છે. વલસાડ

તાલુકાનો પશ્ચિમ ભાગ રસાળ છે. ત્યાં પુષ્કળ ઉંચી જાતની કેરી અને શેરડી થાય છે. અહીં ડાંગર, કોદરા, દીવેલી, નાગલી, વાલ વગેરે થાય છે. પારડી તાલુકાના પશ્ચિમ ભાગમાં કેરી સારી થાય છે. હવે લગભગ જ્યાં વરસાદ ઓછો લાગે છે ત્યાં લોકો કપાસ અને જુવાર કરે છે. એકંદરે જિલ્લામાં શેરડી, કેળાં, કેરી, ડાંગર, જુવાર, કઠોળ, અને કપાસ થાય છે. પારડી, વલસાડ, ચીખલી, માંડવી અને વાલોડમાં જ્યાં વરસાદ વધુ પડે છે ત્યાં ડાંગરનો પાક મુખ્ય છે. બીજા તાલુકામાં કપાસ અને જુવારનો પાક મુખ્ય છે.

**વેપારઃ**—સુરત જિલ્લામાં કપાસ પુષ્કળ થાય છે. તે લોઢી મુંબઈ મોકલવામાં આવે છે. કુવાવાળી જમીનમાં શેરડી થાય છે. તેનો ગોળ બનાવી સુરત જિલ્લાની બહાર મોકલવામાં આવે છે. વળી ચીકલી, વલસાડ અને પારડી તાલુકામાં ડાંગર થાય છે. અમલસાડ તરફ એટલી બધી કેરી થાય છે કે કેરીની મોસમમાં ત્યાં કેરીનો મોટો વેપાર ચાલે છે. આ ઉપરાંત જિલ્લામાં જુવાર, કઠોળ, ઘઉં વગેરે થાય છે. આજુબાજુ જંગલો હોવાને લીધે આ જિલ્લામાં પુષ્કળ સાગ, વાંસ, અને વળી વલસાડ, બુહારી વગેરે જગાએ આવે છે અને તે પરદેશ મોકલવામાં આવે છે. સુરત શહેરમાં કસબનું કામ સારૂં બને છે અને તે પરદેશ મોકલવામાં આવે છે. એ ઉપરાંત સુરતમાં કીનખાબ, રેશમીગજી, અને બીજું પરચુરણ રેશમી કાપડ બને છે. જે માલ જિલ્લાની બહાર જાય છે તે નિકાસ કહેવાય છે. લોખંડનો સામાન, દવા, વિલાયતી કાપડ, રમકડાં, ખાંડ, નાળિએર, વગેરે બહાર દેશથી આવે છે. જે માલ બહાર ગામથી આવે છે તે આયાત કહેવાય છે. પારડી તાલુકાના કોપરલી અને પરીઆમાં સવારીની ગાડી સારી બને છે.

**રસ્તાઓઃ**—વેપારને માટે માર્ગોની જરૂર છે. મોટો વેપાર રેલવે મારફતે ચાલે છે. જિલ્લાનો માલ રેલવે સ્ટેશનો પર ગામડાંમાંથી સડકો પર થઈ આવે છે. કેટલોક માલ મુંબઈથી બારોબાર વહાણમાં થઈ સુરત આવે છે. વળી જંગલનો કેટલોક માલ, લાકડા, વાંસ વગેરે નદીના વહેણ સાથે તરાપા બાંધીને પણ લાવવામાં આવે છે. આવી રીતે ઉંડા જંગલો કે જ્યાં ગાડાં પણ જઈ શકે નહિ ત્યાંનો માલ તાપી નદી મારફત

ફરોદ લાવવામાં આવે છે અને ત્યાંથી ગાડાં મારફતે બહારગામ લઈ જવામાં આવે છે.

જે મોટી રેલવે સુરત જિલ્લામાં થઇને જાય છે તે **બૉમ્બે બરોડા ઍન્ડ સેન્ટ્રલ ઈંડિઆ રેલવે** કહેવાય છે. ટુંકામાં તેને **બી. બી. ઍન્ડ સી. આઈ રેલવે** કહે છે. શિક્ષકે નકશામાંથી તે બતાવવી. વળી પાછા ઓરપાડ તાલુકાથી રેલવે નકશામાં જોઈશું તો ઓરપાડ તાલુકાની ઉત્તરમાં કીમ સ્ટેશન છે. પછી સાયણ અને ઉતરાણ આવે છે. પછી તાપી નદી પરનો પુલ આવે છે. પછી સુરત સ્ટેશન આવે છે. પછી ઉધના, સચીન, મરોલી આવે છે. જલાલપોર તાલુકામાં નવસારી, વેડછા, અમલસાડ અને બીલીમોરા આવે છે. વલસાડ તાલુકામાં ડુંગરી અને વલસાડ આવે છે, અને પારડી તાલુકામાં પારડી, ઉદવાડા અને દમણ આવે છે.

બીજી રેલવે **તાપ્તીવેલી રેલવે** છે. એ તાપી નદીની ખીણમાં આવેલી છે. એ સુરતથી નીકળી વ્યારા તરફ જાય છે. એ રેલવે પર ઉધના, ચલથાણ, ગંગાધરા, બારડોલી, ટીંબરવા, અને મઢી સ્ટેશનો આવેલાં છે.

ત્રીજી રેલવે **બીલીમોરા** કાલાઆંબા રેલવે છે. વડોદરા રાજ્યે આ રેલવે બીલીમોરાથી બાંધી છે, અને તે પૂર્વમાં જાય છે. એ રેલવે પર બીલીમોરા, ગણદેવી, કલવાચ, ચીખલી, રાનકુવા, ધોળીકુઈ, અનાવલ અને ઉનાઈ સ્ટેશન છે.

દરેક તાલુકામાં વેપારને માટે સડકો હોય છે.

ઓરપાડ તાલુકામાં કીમ સ્ટેશનથી વડોલી સુધી સડક છે. આ સડક ઠેઠ માંડવીથી નીકળેલી છે. તે કીમ સ્ટેશન થઇને ઓરપાડ અને ઠેઠ સુરત સુધી આવે છે. આ સડક ભરૂચ જિલ્લા તરફથી આવતી સડકને વડોલી આગળ મળે છે. હાંસોટના ગાડાઓ ભાદોલથી ઓરપાડ અને ઓરપાડથી રાંદેર થઈ સુરત આવે છે. હાંસોટના ઘઉં આ માર્ગે આવે છે. રાંદેરથી એક રસ્તો દાંડી જવાનો છે. અસલ ભાવનગર જવાનો રસ્તો આ હતો. સાયણ સ્ટેશનથી પણ ઓરપાડ જવાય છે ને વચ્ચે સાંધીએર ગામ આવે છે. રાંદેરથી એક

સડક ભેસાણ થઈ બરબોધન સુધી જાય છે. વળી સુરત હોપ પુલ આગળથી એક સડક ભાઠા, અડાજણ, પાલ, ઇચ્છાપોર થઇને ઠેઠ સુંવાલી સુધી જાય છે. આ રસ્તે થઇને કાંઠાનો તમામ માલ, શાક ભાજી વગેરે સુરત આવે છે.

**માંડવી** તાલુકામાં કીમ સ્ટેશનથી પણ જવાય છે. પણ એ રસ્તો ઘણો લાંબો છે. કીમથી તડકેશ્વર અને તડકેશ્વરથી નોગામા, અરેઠ, અને ગોડસંબા પર રહી માંડવી જવાય છે. અરેઠથી બૌધાન (જાત્રાનું ધામ) જવાનો રસ્તો છે. માંડવીથી ઉત્તરમાં પાછો દેવગઢ સુધી જવાનો રસ્તો છે. પણ માંડવી હાલ મઢી સ્ટેશનથી જવું વધારે સુગમતા વાળું છે.

**બારડોલી** તાલુકામાં જવાનો અસલનો સુરતથી ધુળીઆ જવાનો માર્ગ છે. આ રસ્તો કાચી સડકનો છે. હાલ તે સારી હાલતમાં નથી પણ અસલ આ રસ્તે ખાનદેશ જોડે બહોળો વેપાર વણજાર પોઠ મારફતે ચાલતો હતો. સુરતથી નીકળતાં કુંભારીઆ, કડોદ્રા, જેતપોર, બારડોલી અને કમાલછોડ આવે છે. બારડોલીથી એક રસ્તો વાંકાનેર થઈ વાલોડ જાય છે, અને તે મઢીથી બુહારી જવાની સડકને વાલોડ આગળ મળે છે. વાલોડથી તે રસ્તો બુહારી જાય છે. બારડોલીથી એક રસ્તો સરભોણ થઈ સુપા જાય છે, અને ત્યાંથી ઠેઠ નવસારી સુધી જાય છે. વાંકાનેરથી પણ સરભોણ જવાય છે. મઢીથી એક રસ્તો તરસાડા થઈ તાપી ઓળંગી માંડવી જવાય છે. બારડોલીથી કડોદ જવાનો ધોરી રસ્તો છે.

**ચોર્યાસી** તાલુકામાં ડુમસ, નાનાવરાછા, નવસારી, બારડોલી જવાની સડકો સુરતથી નીકળે છે. વેડ, ડભોલી, સીંગણપોર જવાનો પણ રસ્તો છે. કતારગામ, વરાછા અને અશ્વનીકુમાર સુધી પણ પાકી સડક છે.

**જલાલપોર** તાલુકામાં પણ રસ્તાઓ ઠીક છે. જલાલપોરથી મટવાડ અને કરાડી સુધીની પાકી સડક છે. વેડછા સ્ટેશનથી અબ્રામા સુધી સડક છે. અબ્રામાથી ખરસાડ અને હાંસાપોર સુધી સડક છે. જલાલપોરથી એક રસ્તો એરૂ ઉપર થઇને આટ જાય છે. અમલસાડથી પનાર જવાનો એક રસ્તો છે. જલાલપોરના પૂર્વ ભાગમાં કાલીયાવાડી થઈ ઉગત જવાય છે. કાલીઆવાડીથી સીસોદ્રા પર થઈ સાતેમ પણ જવાય છે. સીસોદ્રા પરથી

જે સડક જાય છે તે છેક ચીકલી સુધી જાય છે. ઇંટાલવાથી સાલેજ અને ઇંટાલવાથી અડદા, સુપા, પારડી અને સાતેમ જવાય છે.

**ચીકલી તાલુકામાં** બીલીમોરાથી ચીખલી થઈ વાંસદા જવાની મોટી સડક છે. રાનકુવા પર થઈ કુકેરી આગળ તે વાંસદાની સરહદમાં દાખલ થાય છે. વલસાડથી ચીખલી થઈ વાંસદા રાજ્યમાં જવાની મોટી સડક છે આ રસ્તે જંગલનું તમામ લાકડું વલસાડ બંદરે આવે છે. આ રસ્તો ઘણો અગત્યનો છે. ચીખલીથી ખેરગામ સુધી પાકી સડક છે.

**વલસાડ તાલુકામાં** ડુંગરીથી ધરાસણા અને ધરાસણાથી વલસાડ આવવાનો માર્ગ છે. વલસાડથી તીથલ સુધી પાકી સડક છે. વલસાડથી પારનેરાને માર્ગે પારડી જવાનો રસ્તો છે. આ રસ્તો ઠેઠ વાપી સુધી જાય છે. ભદેલી, કોસંબા વગેરે ગામો જવાને પણ રસ્તાઓ સારા છે. વલસાડથી ધરમપોર જવાની પાકી સડક છે. એ રસ્તેથી ધરમપોર જંગલનો ઘણો માલ વલસાડ અને બાગડા બંદરે આવે છે. વલસાડથી ખેરગામ જવાની પણ સડક છે. આ રસ્તે પણ જંગલનો ઘણો માલ આવે છે.

**પારડી તાલુકામાં** પારડીથી પેંડ જવાનો રસ્તો છે. એ રસ્તે વાઘછીપા, સુખેશ્વ વગેરે ગામો આવેલાં છે. દમણ સ્ટેશન અંગ્રેજી વાપી ગામ છે. ત્યાંથી સડક દમણ સુધી જાય છે. માર્ગમાં ચલા અને કુંતા ગામ આવે છે. ઉદવાડા સ્ટેશનથી ઉદવાડા જવાની પાકી સડક છે. પારડીથી ઉદવાડા ને ત્યાંથી વાપી સુધીની પણ ઠેઠ સડક છે. વાપીથી લવાછા થઇ ફીરંગી હદમાં જવાય છે. એ રસ્તે પણ ફીરંગી હદનો જંગલનો માલ વાપી સ્ટેશને ઘણો આવે છે.

**વસ્તી:**—સુરત જિલ્લાની વસ્તી ૬,૭૪,૦૦૦ છે. તેમાં સુરતની વસ્તી ૧,૧૭,૦૦૦ છે એટલે બાકીની વસ્તી ૫,૫૭,૦૦૦ જિલ્લાની છે. એમાં મુસલમાનો, પારસી અને હિંદુઓ વસે છે. હિંદુઓમાં બ્રાહ્મણ, અનાવીલ બ્રાહ્મણ, વાણીઆ, શ્રાવક, કણબી અને કોળી મુખ્ય છે. તે સિવાય જિલ્લામાં ખાસ કરીને પૂર્વ ભાગમાં ચોધરા, ગામતા, વસાવા, દુબળા, ઢોડીઆ, નાયકા વગેરેની કાળી પરજની મોટી વસ્તી છે. એ લોકોની વસ્તી જિલ્લાની વસ્તીનો ત્રીજો ભાગ છે. કણબી, કોળી, અને અનાવીલ બ્રાહ્મણ ખેતી કરે છે. મુસલમાનો ખાસ કરીને વહોરાઓ પરદેશ જઈ



પારસી

વેપાર કરી પુષ્કળ પૈસો કમાઈ લાવે છે. બારડોલી અને જલાલપોર તાલુકામાં મતીઆ કણબી છે. એ સારા ખેડુતો છે તેમજ આફ્રિકા જઈ સારો પૈસો કમાય છે. તેઓ પીરાણા ધર્મને માને છે. હિંદુઓ હિંદુ ધર્મ પાળે છે. તેમાં બ્રાહ્મણો શીવ ધર્મ, વાણીઆ વૈષ્ણવ ધર્મ, અને ઘાંચીઓ, અને કેટલાક વાણીઆ, પાટીદારો અને બ્રાહ્મણો સ્વામીનારાયણનો ધર્મ પાળે છે. શ્રાવકો જૈન ધર્મ પાળે છે. લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે. અનાવીલ બ્રાહ્મણો પણ ખેતી કરે છે. તેમાંના કેટલાક નોકરી અને બીજા ધંધો પણ કરે છે. કાળીપરજમાંના કેટલાક થોડી થોડી ખેતી કરે છે અને બીજા મજુરી કરી ગુજરાન ચલાવે છે. આ લોકો કેળવણીમાં ઘણાજ પાછળ છે. સરકારે એમને માટે ગોડસંબા અને ખેરગામમાં નિશાળો કાઢી છે. વાણીઆઓ વેપાર અને ગામડામાં વ્યાજવટાનો ધધો કરે છે. શહેરમાં કારીગરી પર અને વણત્રા ઉપર લોકો ગુજરાન ચલાવે છે.

હવે દરેક તાલુકામાં મોટાં ગામો કયાં કયાં છે ને તે શા માટે પ્રખ્યાત છે તે જોઇશું.

ઓરપાડ તાલુકામાં ઓરપાડ, સરસ, મોરા, હજીરા અને ભગવાદાંડી મોટાં ગામો છે. ઓરપાડમાં મુનસફ સાહેબ અને મામલતદારની કચેરી તથા દવાખાનું છે. અહીં લોઢા તથા પીતળની સુડી સારી થાય છે. આંખમાં આંજવાનું ખાપરીઉં પણ અહીં સારૂં થાય છે. ભગવા અને દાંડી બંદર છે. સુંવાલી પણ બંદર છે. દાંડીમાં દીવાદાંડી છે. સુંવાલી બંદર હતું. અહીં અંગ્રેજ, ફ્રેન્ચ અને વલંદા વહાણો આવતાં. સરસ અને મોરા જાત્રાનાં ગામ છે. હજીરામાં દીવાદાંડી છે. ગામનું નામ ઢઉ છે. અહીં વૉકસ સાહેબની કબર છે. કબરને હજીરો કહે છે તેથી ગામ હજીરા નામે ઓળખાય છે. અહીં લોકો હવા ખાવાને આવે છે. કીમ, સાયણ, અને ઓરપાડમાં કપાસ



હજીરાની દીવાદાંડી.

લોઢવાનાં કારખાનાં છે. સ્યાદલા ઓરપાડ તાલુકામાં બળીઆકાકાનું સ્થાન છે. અહીં જીલ્લાના ઘણા લોકો બળીઆકાકાની બાધા ચઢાવવા આવે છે.

**માંડવી** તાલુકામાં મુખ્ય ગામો **માંડવી, બૌધાન અને તડકેશ્વર છે.** માડવી તાપી નદી પર આવેલું છે. તેમાં મામલતદાર સાહેબની કચેરી, હાઈસ્કૂલ અને દવાખાનું છે. બોધાનમાં દર બાર વર્ષે સિંહસ્થના વર્ષમાં જાત્રા ભરાય છે. એ પણ તાપી નદી પર આવેલું છે. આ તાલુકામાં કાળી પરજની વસ્તી વધારે છે અને તેથી સરકારે તેમને માટે ગોડસંબામાં સ્કૂલ કાઢેલી છે. માંડવી તાલુકો અને પાસેના રાજપીપળાના ડુંગરામાંથી અકીકના પત્થર નીકળે છે. તેને ખંભાતમાં પકવવામાં આવે છે.

**બારડોલી** તાલુકો મોટો છે તેથી એનો એક ભાગ છુટો પાડી વાલોડ મહાલ બનાવવામાં આવ્યો છે. તાલુકા કરતાં મહાલ નાનો હોય છે અને મામલતદાર કરતાં ઉતરતી પંકતીનો અધિકારી મહાલકરી તે માટે હોય છે. એમાં મુખ્ય ગામો **બારડોલી**, કડોદ, સરભોણુ, વાલોડ, મોતા, બુહારી વાંકાનેર, મઢી અને કમાલછોડ છે. બારડોલીમાં મામલતદારની કચેરી અને દવાખાનું છે. બારડોલીથી થોડે દુર મિંઢોળા નદીને કાંઠે કેદારનાથ નામનું ઘણું પ્રખ્યાત સ્થળ છે. ત્યાં કેદારેશ્વર મહાદેવનું દહેરૂં છે અને ત્યાં જાત્રા ભરાય છે. જિલ્લાના ઘણાં લોકો એ સ્થળે અવાર નવાર જાય છે. અહીં કપાસ લોઢવાનાં જીનો અને ગાંસડી બાંધવાના પ્રેસ છે. મઢીમાં કપાસ લોઢવાના જીન તથા પ્રેસ છે. કમાલછોડમાં પણ કપાસ લોઢવાના જીન છે. કડોદ તાપી નદી પર છે. અહીં ઇમારતી લાકડાંનો વેપાર છે. વાલોડમાં મહાલકરીની કચેરી છે. બુહારીમાં જંગલનો બધો માલ વેચાય છે. અહીં જે બજાર ભરાય છે તેને હાટ કહે છે. કાળી પરજની સગવડ માટે એવાં હાટો ઘણી જગાએ ભરાય છે. મોતામાં મોતાળા બ્રાહ્મણની વસ્તી છે. સરભોણુ એ અસલ મહાલ ગણાતો. અહીં પેશ્વાઈ વખતનું થાણું છે. અહીંનું ઘુપેલ વખણાય છે. અહીં ગેરૂની ખાણ પણ છે. સુપામાં ગુરૂકુળ છે.

**ચોર્યાસી** તાલુકામાં સુરત, કતારગામ, રાંદેર, ઉમરા, ફુલપાડા ઉત્રાણ વગેરે ગામો છે. કતારગામમાં શ્રાવણ મહિનામાં દર સોમવારે મેળો ભરાય છે. ત્યાં કંતારેશ્વર મહાદેવનું દહેરૂં છે. અઠવામાં સરકારી ખેતર છે અને ખેતીવાડીની મોટી નિશાળ છે. ઉમરામાં રામનાથઘેલાની જાત્રા ભરાય છે.

**જલાલપોર** તાલુકામાં **કાલીઆવાડી, અબ્રામા, અમલસાડ, સીસોદ્રા,**કછોલી, મટવાડ વગેરે ગામો છે.જલાલપોર ગામની લગોલગ વડોદરા રાજ્યનું નવસારી ગામ આવેલું છે. જલાલપોરમાં મામલતદાર સાહેબની કચેરી છે. કાલીઆવાડીમાં દવાખાનું છે. અબ્રામા વેપારનું મોટું ગામ છે અને અહીં હાઇસ્કૂલ છે. મટવાડ બંદર છે. અમલસાડ કેરી અને ગોળના વેપારનું મથક છે. સીસોદ્રામાં કપાસ લોઢવાનો સાંચો છે.

**ચીખલી** તાલુકામાં **ચીખલી, આલીપોર,** ગણદેવા, ખેરગામ અને દેગામ મોટાં ગામો છે. ચીખલીમાં મામલતદાર સાહેબની કચેરી અને દવાખાનું છે. ખેરગામમાં દવાખાનું છે અને ત્યાં કાળીપરજ માટે નિશાળ છે. અહીં સરહદ પર વડોદરા રાજ્યનો ગણદેવી તાલુકો છે અને તે ઘણોજ રસાળ છે.

**વલસાડ** તાલુકામાં **વલસાડ, તીથલ,** છરવાડા, હરીઆ, **કોસંબા, ધરાસણા,** ભદેલી વગેરે મોટાં ગામો છે. તીથલ દરીઆ કિનારા પર હવા ખાવાનું ગામ છે. છરવાડા અને ધરાસણામાં મીઠું પાકે છે. કોસંબામાં



ઉદવાડાની મોટી અગીઆરી.

દીવાદાંડી છે. વલસાડ મોટું ગામ અને બંદર છે. ત્યાં ઇમારતી લાકડાં અને ઈંટનો વેપાર છે. ગામમાં મ્યુનિસીપાલીટી, દવાખાનું અને મુનસફ સાહેબની કચેરી છે. ગામમાં વળી એક હાઇસ્કૂલ છે. તાલુકામાં શેરડીમાંથી ગોળ બનાવવામાં આવે છે.

**પારડી** તાલુકામાં પારડી, બગવાડા, કુંતા, ઉદવાડા, કોલક અને ઉમરસાડી છે. પારડી મોટું ગામ છે. ત્યાં મામલતદાર સાહેબની કચેરી છે તથા દવાખાનું છે. વળી ગામમાં એક હાઇસ્કૂલ છે. પારડીમાં તથા બગવાડામાં પેશ્વાઈ વખતના જુના કિલ્લા છે. ઉમરસાડી અને કોલક નાનાં બંદર છે. કુંતામાં કુંતેશ્વર મહાદેવની દર વર્ષે જાત્રા ભરાય છે. ઉદવાડા પારસીઓનું જાત્રાનું ધામ છે.

## सुरत एजन्सि.

સુરત જિલ્લાની પાસે ચાર દેશી રાજ્યો આવેલાં છેઃ—**સચીન, વાંસદા, ધરમપોર** અને **ડાંગ.** નાનાં દેશી રાજ્યોનો સમુહ એજન્સિ નામે ઓળખાવ છે. એ ચાર રાજ્યો સુરત જિલ્લા પાસે આવેલાં છે તેથી સુરત એજન્સિ નામે ઓળખાય છે. સુરતના કલેકટર એ એજન્સિના ઉપરી છે તેથી તે પોલિટિકલ એજન્ટ કહેવાય છે.

**સચીનનું** રાજ્ય ચોર્યાસી તાલુકામાં તથા જલાલપોર તાલુકામાં વહેંચાયલું છે. સચીનના રાજ્યકર્તા નવાબ સાહેબ છે ને રાજ્યગાદી સચીન છે. સચીનના તાબામાં ડુમસ અને ભીમપોર દરીઆ કિનારે હવાખાવાનાં સ્થળો છે. ભીમપોરમાં ભીમપોરીઆ હનુમાનનું દહેરૂં છે. અનંત ચૌદસે ત્યાં મોટો મેળો ભરાય છે. અષાડ અને શ્રાવણ મહીનામાં દર શનિવારે લોકો ત્યાં જાય છે. આ રાજ્યનો મુલક રસાળ છે.

**વાંસદાનું** રાજ્ય ચીખલી તાલુકાની પૂર્વે આવેલું છે એ રાજ્યમાં જંગલો આવેલા છે. વાંસદા રાજધાનીનું મથક છે. અને રાજા સાહેબ સોલંકી રજપુત છે. વાંસદાની સરહદ પર ઉનાઈનો ઉના પાણીનો કુંડ છે. અહીં ચૈત્રી પુનેમે મોટી જાત્રા ભરાય છે. તે વખતે પાણી નહાવા જેવું હોય છે. અહીં વાંસદા, ધરમપોર, ને બ્રીટીશ હદ એકઠી થાય છે.



ઉનાઈનો કુંડ.

ધરમપોરનું રાજ્ય વાંસદાની દક્ષિણે અને વલસાડની પૂર્વે આવેલું છે. ધરમપોર રાજધાનીનું મથક છે. રાજા સાહેબ સીસોદીઆ રજપુત છે. વલસાડથી ધરમપોર જવાની સડક છે. આ રાજ્યમાં પણ જંગલો આવેલો છે. વસ્તી મોટે ભાગે કાળી પરજની છે.

ડાંગનું રાજ્ય વાંસદાની પૂર્વે આવેલું છે. ત્યાં ઘણાંજ ઘાડાં જંગલો છે. રાજ્યમાં ભીલની વસ્તી વધારે છે.

---

## ગુજરાતની સામાન્ય ભૂગોળ.

તમે સુરત જિલ્લાની ભૂગોળ શીખી ગયા. એવા બીજા ચાર જિલ્લા અમદાવાદ, ખેડા, પંચમહાલ અને ભરૂચ છે. એ પાંચ જિલ્લા અને દેશી રાજ્યોની એજન્સિ મળી ગુજરાત બનેલો છે. આગગાડીની સડક એના બે ભાગ કરે છે. પશ્ચિમનો ભાગ રસાળ છે અને મેદાન છે અને જેમ જેમ પૂર્વમાં જઈએ છીએ તેમ તેમ જમીન ઓછી કસવાળી અને ડુંગરાવાળી છે. એમાં મોટી નદીઓ સાબરમતી, મહી, નર્મદા અને તાપી

છે. સાબરમતી પર અમદાવાદ આવેલું છે, નર્મદા પર ભરૂચ અને મહી પર વાસદ, કાવી, અને ખંભાત આવેલા છે. તાપી નદીને કાંઠે સુરત શહેર છે. ડુંગરો પૂર્વમાં ઘણા છે પણ જાણવા લાયક પાવાગઢ પંચમહાલમાં અને ગીર, ગીરનાર અને શેત્રુંજો કાઠિઆવાડમાં છે.

ગુજરાતમાં વેપારને સારૂ આગગાડીની સડકો ઘણી છે. મોટી બી. બી. એન્ડ સી. આઈ. રેલવે વાપીથી વીરમગામ સુધી છે. એ ઉપરાંત બીજી નાની રેલવે જુદાં જુદાં રાજ્યોએ તથા ખાનગી કંપનીઓએ બનાવી છે. શિક્ષકે એ રેલવેનું થોડું જ્ઞાન આપવું. પોરબંદર, ભાવનગર, દીવ, દમણ, વલસાડ અને સુરત બંદરો છે.

અમદાવાદ જિલ્લો છેક ઉત્તરમાં આવેલો છે. એમાં ધંધુકા તાલુકો, ઘોઘા મહાલ, ધોળકા તાલુકો, ઉત્તર દસક્રોઈ તાલુકો, સાણંદ મહાલ, પ્રાંતીજ તાલુકો, મોડાસા મહાલ, દક્ષિણ દસક્રોઈ તાલુકો અને વીરમગામ તાલુકો આવેલા છે. અમદાવાદ મોટું રાજનગર છે. ત્યાં ઘણી મીલો છે અને તે વેપારનું મથક છે. ગુજરાતના ઉપરી કમીશનર સાહેબ અમદાવાદ રહે છે. ખારાઘોડામાં વરાગડું મીઠું પકવવામાં આવે છે.

ખેડા જિલ્લો અમદાવાદ જિલ્લાની દક્ષિણે આવેલો છે. એમાં નડીઆદ મોટું ગામ છે. પણ જિલ્લાના કલેક્ટર સાહેબ ખેડા રહે છે. ડાકોર અને વડતાલ જાત્રાનાં સ્થળ છે. ડાકોરમાં શ્રી રણછોડજીની મૂર્તી છે અને વડતાલ સ્વામી નારાયણ પંથના લોકોનું જાત્રાનું ધામ છે. કપડવંજમાં સાબુ બને છે. લસુંદ્રામાં ઉનાઇની માફક ઉના પાણીના કુંડ છે. એમાં આણંદ, બોરસદ, કપડવંજ, માતર, મહેમદાવાદ, નડીઆદ અને ઠાસરા તાલુકા આવેલા છે.

પંચમહાલ જિલ્લો ખેડા જિલ્લાની પૂર્વે આવેલો છે. એના પાંચ મહાલ છે.—ગોધરા, કાલોલ, દાહોદ, હાલોલ અને ઝાલોદ છે. તેથી એ પંચમહાલ કહેવાય છે. હાલોલ અને ઝાલોદમાં મહાલકરી રહે છે. એમાં પાવાગઢનો ડુંગર હાલોલ પાસે આવેલો છે. ત્યાં કાળીકા માતાનું દહેરૂં છે. ગોધરા જિલ્લાનું મુખ્ય ગામ છે, અને દાહોદ વેપારનું સ્થળ છે. ટુવામાં ઉના પાણીના કુંડ છે. પાવાગઢ પાસેથી મેંગેનીઝ નામની કાચી ધાતુ નીકળે છે.

**ભરૂચ જિલ્લો** ખેડા જિલ્લાની દક્ષિણે આવેલો છે. એમાં **ભરૂચ અંકલેશ્વર**, વાગરા, આમોદ અને જંબુસર તાલુકા છે અને હાંસોટ પેટમહાલ છે. ભરૂચ જિલ્લાનું ગામ છે અને બંદર છે. અહીં રૂનો વેપાર વધારે છે. **શુકલતીર્થ** અને **ભાડભુત** જાત્રાનાં ગામો છે. પાલેજમાં કપાસ લોઢવાનાં ઘણાં કારખાનાં છે. કાવી બંદર છે. ત્યાં જૈન લોકોનાં જુનાં દહેરાં છે.

આ પ્રમાણે ગુજરાતમાં પાંચ જિલ્લા છે. ભરૂચમાં કપાસ, નડીઆદમાં તંબાકુ, વરીઆળી, જીરૂં અને બાજરી, પંચમહાલમાં મકાઈ અને અમદાવાદમાં ઘઉં થાય છે.

આ ઉપરાંત કેટલાંક દેશી રાજ્યો છે. કાઠીઆવાડ અને પાલનપુર એ પશ્ચિમ હિંદુસ્તાનના રાજ્યોની એજન્સિના ભાગ છે. એના એજન્ટનું સદર સ્ટેશન રાજકોટ છે. કાઠિઆવાડમાં જુનાગઢ, પોરબંદર, જામનગર, ભાવનગર, પાલીતાણા મોટાં રાજ્યો છે. જુનાગઢ પાસે ગીરનારનો ડુંગર છે, તે જાત્રાનું ધામ છે. પાલીતાણામાં શેત્રુંજાનાં ડુંગર પર જૈન લોકોનાં સુંદર દહેરાં છે. ભાવનગર મોટું બંદર છે.

પાલનપોર એજન્સિમાં પાલનપોર અને રાધનપોર બે મોટાં મુસલમાની રાજ્ય છે.

વડોદરાનું રાજ્ય ઘણું મોટું છે એ ચાર કટકે વહેંચાયલું છે. એક કટકો કાઠિઆવાડમાં--અમરેલી પ્રાંત, એક અમદાવાદ જિલ્લાની ઉત્તરે કડી પ્રાંત, એક વડોદરા પ્રાંત, અને એક સુરત જિલ્લા પાસે નવસારી પ્રાંત છે. કાઠિઆવાડમાં દ્વારકા બંદર છે અને તે જાત્રાનું ધામ છે. કડી પ્રાંતમાં પાટણ આવેલું છે, અને પાસે સિદ્ધપુર શ્રાધ માટે લોકો જાય છે. વડોદરા શહેર રાજનું રાજનગર છે. અહીં સુંદર મહેલો છે. હાઇસ્કૂલ અને કૉલેજ છે. વડોદરા રાજ્યના સરકારી પોલીટીકલ એજન્ટ વડોદરામાં રહે છે. નવસારી પ્રાંત ઘણો ફળદ્રુપ છે. તેમાં ગણદેવી કસ્બો ઘણોજ ફળદ્રુપ છે.

આ ઉપરાંત બીજી બે એજન્સિ છે–મહીકાંઠા એજન્સિ અને રેવાકાંઠા એજન્સિ. **મહીકાંઠા એજન્સિનું** સદર સ્ટેશન સાદરા છે. એમાં ઇદર દાંતા વગેરે મોટાં રાજ્યો છે. શ્રી અંબાજીનું દહેરૂં દાંતાના રાજ્યમાં આવેલું છે. એના પોલીટીકલ એજન્ટ સાદરા રહે છે.


ગુજરાતનો નકશો.

રેવાકાંઠા એજન્સિના પોલીટીકલ એજન્ટ ગોધરાના કલેકટર સાહેબ છે. એમાં નાંદોદ, લુણાવાડા, છોટાઉદેપુર દેવગઢ બારીઆ, વાડાસિનોર અને સુંથ મોટાં રાજ્યો છે. નાંદોદ મોટું રાજ્ય છે અને એ રાજપીપળા નામે ઓળખાય છે. અંકલેશ્વરથી નાંદોદ જવાય છે. એ બધાં રાજ્યોમાં જંગલ છે.

ખંભાતનું નાનું મુસલમાની રાજ્ય ખેડાના કલેકટર સાહેબની દેખરખ નીચે છે. એટલે ખેડાના કલેકટર ખંભાતના પોલીટીકલ એજન્ટ છે. એ બંદર છે. અહીં અકીકના એરીંગ, બોરીઆં વગેરે બને છે. શેતરંજી પણ સારી વણાય છે.

તે સિવાય દીવ અને દમણમાં ફીરંગી લોકોનું રાજ્ય છે.

---